# દુકાન ધારો

( મુંબઇ સરકારના ઘડેલા કાયદાને આધારે )

એક આનો

પ્રકાશક
એમ. એલ. જાંગડા
પ્રેસ કામદાર સંઘ
રમકડા માર્કીટ
અમદાવાદ



પ્રથમ મુદ્રણ    નવેંબર ૧૯૪૦    ૧૦૦૦

મુદ્રક
માધવલાલ ધરમચંદ
કલ્યાણ પ્રિંટિંગ વર્કસ
શાહપુર રોડ
અમદાવાદ

# બે બોલ

આજથી પહેલાં કેટલાક કાયદાઓ કામદારો માટેના અમલમાં આવ્યા. પણ કોઈ કાયદાની ગુજરાતી આવૃત્તિ બહાર પાડવામાં આવી ન હતી. માત્ર પેમેંટ ઓફ વેજીઝ એક્ટની અસ્પષ્ટ આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી હતી.

પણ આજે જ્યારે "ગુમાસ્તા ધારો," જેનું ખરૂં નામ તો "દુકાન ધારો" છે, અમલમાં આવ્યો ત્યારે તેનું પ્રકાશન ઝડપભેર થયું. તે સિવાય કેટલીક ખાનગી અને જાહેર સભાઓ, થઈ, છતાં આજે પણ પરિસ્થિતિ ઉગ્ર જણાય છે.

કારણ કે આજ સુધી જે માલિકશાહી હોટેલો, રેસ્ટોરાં, દુકાનો વગેરેમાં નાના બાળકોથી માંડીને નવયુવાન અને ઘરડાઓ પાસેથી માનવતાને ખોરંભે મુકીને અનિયંત્રિત રીતે કામ લેતી આવી હતી, હવે તેના પર કંઈક અંકુશ મૂકવામાં આવ્યો છે.

તે માત્ર એટલું જ કે પહેલાં જેમની પાસેથી ૧૬–૧૬ અને ૧૮–૧૮ કલાક કામ લેવાતું હતું. હવે તેમની પાસેથી માત્ર ૧૨ થી ૧૪ કલાકના ગાળામાં ૮ થી ૧૦ કલાક જ કામ લઈ શકાશે. તેમાંય તેમને નાતાલ, દીવાળી વગેરેના તહેવારોમાં આ કાયદાથી મુકત કરવામાં આવ્યા છે, તે સિવાય વર્ષ દરમ્યાન ૧૨૦ કલાક વધારાનો કામ લઈ શકવાની જોગવાઈ કરવામાં આવી છે.

જો કામના કલાકોનો આપણે સરવાળો ગણવા જઈએ તો લગભગ સરખું જ આવી જાય છે. સ્હેજ કંઈક પ્રશ્ન હશે તો માત્ર અઠવાડીક રજાનો. તો તેમાંથી તો

ગુમાસ્તાઓએ મુંબઈ. અમદાવાદ વગેરે શહેરોમાં પોતાની તાકાતથી અડધા દિવસની રજા મેળવી હતી.

આ કાયદાથી તો માત્ર તે રજા ઉપર નિમંત્રણ થયો છે, તેમાંથી પણ ઉઘરાણીવાળાને, ટ્રાવેલિંગ એજંટને તેમજ દુકાનના મુખ્ય મુનીમ અને બીજા વિશ્વાસુને બાકાત રાખવામાં આવ્યાં છે.

હવે આ બધી વસ્તુઓને બાદ કરતાં વિચારીએ તો હોટેલ વગેરેમાં કામ કરતા કામદારોને માત્ર રવિવારની રજા મળી છે.

કેટલાક ભાઈઓએ તો આ કાયદાને એટલો બધો વિસ્તૃત રૂપ આપી દીધો છે કે જે કારખાનું ફેકટરી એકટની કલમ ૨ (જે) અને કલમ ૫ મુજબ ફેકટરી ગણવામાં આવે છે તે સિવાય તમામને લાગુ થાય છે. પણ આ કલમ ૨ ની પેટા કલમ (૩) અને (૧૭) ને ધ્યાનથી વાંચીશું તો જણાશે કે એમાં એવી દુકાનોનો સમાવેશ થાય છે કે જ્યાં માલના વેચાણ સંબંધી વ્યવસ્થા અથવા વેપાર ચાલતા હોય, દા. ત. ગોડાઉનમાં ખરીદેલો માલ આવે છે અને પછી વેચાણ માટે જાય છે. અને કલમ ૨ ની પેટા કલમ (૧૩) મુજબ ગુમાસ્તા તરીકે તેને જ ગણવામાં આવ્યા છે કે જેને સીધો કે આડકતરો સબંધ ગ્રાહક સાથે કે ખરીદ અને વેચાણ સાથે હોય છે. આ વ્યાખ્યા મુજબ કોઈ પણ કામદારને આ કાયદો લાગુ થતો નથી. જેમ ફેકટરીની અંદર માત્ર ફેકટરીના કલેરીકલ સ્ટાફને જ આ કાયદો લાગુ થાય છે. તેવીજ રીતે એવી દુકાનોમાં કે જ્યાં કામદારો માલ તૈયાર કરીને ગ્રાહક પાસેથી નહિ પણ માલિક પાસેથી પોતાની

મજુરી લે છે, તેવી દુકાનોના પણ ક્લરીકલ સ્ટાફ (ગુમાસ્તાઓ) ને જ લાગુ થાય છે.

તે સિવાય કેટલાક માલિકો આ કાયદાની કલમ ૭ (૧) ૧૧ (૧) અને ૧૫ (૧) નો અર્થ કરે છે કે કાયદા અમુક કલાક કામ લેવાની ફરજ પાડે છે અને આ અંગે કેટલાંક જગ્યાએ ઝઘડો પણ ઉભો થયો છે. પણ જો આપણે આ કલમોને વાંચીશું તો સાફ લખેલું છે કે અમુક કલાકથી વધારે કામ લઇ શકાશે નહિ. તેનો અર્થ સાફ છે કે અમુક કલાકથી ઓછો વખત હોવો જોઇએ. તે સિવાય આખા કાયદામાં કોઇપણ કલમ એવી નથી કે જે કામ કરનારાઓના ઓછા કલાકોમાં વધારો કરવાની ફરજ પાડતી હોય. બલ્કે ૩૫ મી કલમ સાફ લખે છે કે આ કાયદા પહેલાં જે હકકો આ કાયદા કરતાં વધારે લાભદાયક મળતા હશે તેને આ કાયદાથી કંઇ બાધ આવશે નહિ.

ખરી વાત તો એ છે કે જ્યાં સુધી કામદારોના હિતના કાયદાઓ કામદારો જ નહિ ઘડે ત્યાં સુધી આ વખતના કાયદા ઘડનારાઓ કોઈ દિવસ કામદારોના હિતના કાયદાઓ સાફદિલીથી નહિ ઘડે, અને જો ઘડશે તો તેમાં કેટલીક એવી ખામીઓ હશે કે જેને કામદારો સમજી જ નહિ શકે.

દા. તા. આ કાયદામાં પગાર ક્યારે આપવો, કેવી રીતે આપવો, દંડ વિષે, પગાર કાપ વિષે એક પણ શબ્દ લખેલો નથી. મોટામાં મોટી ખામી તો એ છે કે નોકરની નોકરીની સલામતી બીલકુલ નથી. એટલું જ નહિ પણ નોકરને છૂટો કરવો હોય તો તેને કેટલા વખતની નોટીસ આપવી, નોકરી પરથી છૂટો કર્યા પછી પગાર ક્યારે આપવો વગેરે બાબતો

બીલકુલ નથી. આ બાબતના અંગે હોટેલના છોકરાઓના કપ રકાબીના ઝઘડા તો એવાને એવા જ રહ્યા.

અત્યાર સુધીના ઇતિહાસના અનુભવથી આ વાત સિદ્ધ થઇ છે કે કામદાર વર્ગ જ્યારે ખૂબ દુઃખી થાય છે અને જ્યારે તેને પોતાના દુઃખનું ભાન થાય છે ત્યારે તે પોતાનું સંગઠન કરીને, અવાજ બુલન્દ કરીને હડતાળો કરીને સરકારોને કાયદા ઘડવાની ફરજ પાડે છે. જેવું કે મુંબઈ, અમદાવાદના ગુમાસ્તાઓએ હડતાળો કરીને આ કાયદો બનાવરાવ્યો; મિલ કામદારોએ વખતો વખત લડતો કરી કરીને ફેક્ટરી એક્ટ, પેઇમેંટ ઓફ વેજીઝ એક્ટ વગેરે કરાવ્યા.

આવા કાયદા પ્રથમ તો અધૂરા હોય છે જેવું કે ઉપર બતાવવામાં આવ્યું છે. તેમાંથીય કામદારોને અંધારામાં રાખીને, ગમે તેવી રીતે સમજાવીને તેમજ કાયદાની ચોરીઓ કરીને માલિકો છટકી જાય છે અને કામદારોને તે કાયદા પૂરતો પણ પૂરો લાભ નથી મળતો. કામદારોની—જાગૃત કામદારોની ફરજ છે કે તે એનાથી બોધપાઠ લે કે આજે સંગઠનનો પોકાર સરકારોને કાયદા ઘડવાની ફરજ પાડે છે, માટે અત્યાર કરતાં વધુ સંગઠન કરીને માનવ તરીકેના બધા હક્કો મેળવવા તાકાતવાન બને.

હજુ ઘણું મેળવવાનું છે. તે સિવાય જે કાયદો આજે અમલમાં આવ્યા છે તેનો અમલ પણ આપણી તાકાતથી જ થશે

પ્રેસ કામદાર સંઘનો ચાર વરસનો ઇતિહાસ બતાવે છે કે જે વસ્તુ કાયદાથી નથી મળતી તે તાકાતથી મળે છે.

કાયદાનો અમલ પણ તાકાતથી જ કરાવી શકાય છે. તે તાકાત છે સંગઠનની. જો સંગઠન હશે તો આપણે માણસ તરીકે જીવી શકીશું.

આ કાયદાથી મળતી થોડી ઘણી રાહતોનો કામદાર વર્ગ પુરેપૂરો લાભ લઈ શકે અને કામદારની અજ્ઞાનતાનો લાભ લઈને માલિક કામદારોને છેતરી ન જાય તે હેતુથી આ પુસ્તિકા પ્રેસ કામદાર સંઘ તરફથી બહાર પાડવામાં આવી છે.

તે સિવાય દરેક દરેક કામદાર પોતાના હિતના કાયદાથી જાણકાર થાય તે હેતુથી પ્રેસ કામદાર સંઘે ફેકટરી એક્ટ, પેમેંટ ઓફ વેજીઝ એક્ટ, કમ્પેનસેશન એક્ટ વગેરે સરળ ગુજરાતી ભાષામાં છપાવીને ઓછામાં ઓછી કિંમતે કામદારો સુધી પહોંચાડવાની યોજના તૈયાર કરી છે. તેના પ્રથમ પ્રયાસ રૂપે આ પ્રથમ પુસ્તિકા કામદાર વર્ગ સમક્ષ રજુ કરવામાં આવી છે.

આશા છે કે કામદાર મિત્રો આ પુસ્તિકાઓનો બહોળો પ્રચાર કરીને કાયદાથી જાણકાર થશે અને પ્રેસ કામદાર સંઘની આ યોજનાને સફળ બનાવવામાં મદદગાર થશે.

**પ્રકાશક**

# દુકાન ધારાનું ગુજરાતી ભાષાંતર

## સન ૧૯૩૯ નો મુંબઇનો ૨૪મો એકટ

( નામદાર ગવર્નરની મંજુરી મેળવ્યા પછી સન ૧૯૩૯ ના નવેમ્બર મહિનાની ૨ જી તારીખના મુંબઈ સરકારી ગેઝેટમાં પ્રથમ પ્રસિદ્ધ કરેલો. )

**દુકાનોમાં, વેપારી પેઢીઓમાં, રેસ્ટોરાંઓમાં, ભોજનગૃહોમાં, થીએટરોમાં અને બીજી સંસ્થાઓમાં કામના કલાકોનું નિયમન કરવા માટે ઠરાવ કરવા બાબતનો કાયદો.**

દુકાનોમાં, વેપારી પેઢીઓમાં, રેસ્ટોરાંઓમાં, ભોજનગૃહોમાં, થીએટરોમાં અને બીજી સંસ્થાઓમાં કામના કલાકોનું નિયમન કરવા સારૂ તથા આમાં હવે પછી નિર્દિષ્ટ કરેલાં બીજાં ચોક્કસ કારણ સારૂ ઠરાવ કરવો ઇષ્ટ છે; વાસ્તે આ ઉપરથી હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

(૧) આ કાયદો સન ૧૯૩૯નો મુંબઈનો દુકાનો અને (બીજી) સંસ્થાઓ બાબતનો એકટ કહેવાશે.

(૨) આ એકટ આખા મુંબઇ પ્રાંતને લાગુ પડશે.

(૩) આ એકટ, પહેલાં પ્રથમ મુંબઇ શહેર, અમદાવાદ મ્યુનિસિપલ હદ તથા કેન્ટોન્મેન્ટ, પુના શહેર અને સબર્બન મ્યુનિસિપલ હદ, પૂના કેન્ટોન્મેન્ટ, સોલાપુર મ્યુનિસિપલ હદ અને હુબલી મ્યુનિસિપલ હદોને લાગુ પડશે; પણ પ્રાંતિક સરકાર, સરકારી ગેઝેટમાં જાહેરનામું કરીને, એવું ફરમાવવાને મુખત્યાર છે કે આ એકટના સઘળા અથવા કોઈ પણ ઠરાવ, એવા જાહેરનામામાં નિર્દિષ્ટ કરવામાં

આવે તે તારીખથી બીજા કોઈ પણ શહેરમાં અમલમાં આવશે.

## ૧. પ્રારંભિક

૨. વ્યાખ્યા,—આ એકટમાં વિષય અથવા સંદર્ભ ઉપરથી બાધ આવે તે સિવાય—

(૧) "બાળક" એટલે બાર વર્ષ પૂરાં કર્યાં ન હોય તે કોઈ શખસ:

પરંતુ એવું ઠરાવ્યું છે કે જે કોઈ પણ પ્રદેશ માટે સન ૧૯૨૩ના મુંબઈના પ્રાથમિક કેળવણી બાબતના એકટની રૂએ ફરજિયાત પ્રાથમિક કેળવણીની યોજના મંજૂર કરવામ આવી હોય તે પ્રદેશમાં "બાળક" એ સંજ્ઞાનો અર્થ પ્રાથમિક કેળવણીના સંબંધમાં સદરહુ એકટ મુજબ તે સંજ્ઞાનો જે અર્થ થાય છે તે અર્થ થશે.

(૨) "બંધ" એટલે કોઈ પણ ગ્રાહકની સેવા માટે ખુલ્લી ન હોય તે;

(૩) "વેપારી પેઢી" એટલે સંસ્થા કે જે દુકાન ન હોય પણ જે જાહેર ખબરનું, કમિશનનું, માલ મોકલી આપવાનું અથવા વેપારી આડતનું કામ કરતી હોય અથવા જે કોઈ કારખાનાનું અથવા કોઈપણ ઔદ્યોગિક અથવા વેપારી પ્રવૃત્તિનું કારકુનીખાતું (કામદાર સિવાય) હોય અથવા જે વીમા કંપની, જોઈન્ટ સ્ટોક કંપની, બેન્ક દલાલની ઑફિસ. એકસચેંજ અથવા પ્રાંતિક સરકાર સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને આ એકટના કારણ સારૂ "વેપારી સંસ્થા" તરીકે જાહેર કરે તેવા કોઈ બીજા વર્ગની સંસ્થા હોય તે સંસ્થા.

(૪) "દિવસ" એટલે, મધરાતથી શરૂ થતી ચોવીસ કલાકની મુદત.

પરંતુ એવું ઠરાવ્યું છે કે કામે લગાડેલા જે કોઈ પણ શખ્સના કામના કલાક મધરાત પછીના વખતથી હોય તો તે શખ્સની બાબતમાં, "દિવસ" એટલે એવી નોકરી શરૂ થવાના ચોવીસ કલાકની મુદ્દત, એવે પ્રસંગે સદરહુ મુદત મધરાતથી શરૂ થાય છે એમ ગણવાની જરૂર નથી.

(૫) "કામે રાખનાર" એટલે, આ એકટ લાગુ પડે તે સંસ્થા જેને હસ્તક હોય અથવા તે સંસ્થાનો જે માલિક હોય તે શખ્સ અને તે સંજ્ઞામાં, એવી દુકાન, રેસ્ટોરાં, થીએટર અથવા તે સંસ્થાનો મેનેજર, એજન્ટ અથવા તે સંસ્થાના સામાન્ય વહીવટ અથવા નિયંત્રની બાબતમાં કામ કરતા બીજા કોઇ પણ શખ્સનો સમાવેશ થાય છે.

(૬) "આ એકટ લાગુ પડે તે સંસ્થા" એટલે કોઇ દુકાન, વેપારી પેઢી, રેસ્ટોરાં, ભોજનગૃહ, થીએટર અથવા સાર્વજનિક રમતગમતની અથવા ખાનપાનની બીજી કોઈપણ સંસ્થા અથવા જેની બાબતમાં કલમ ૧૮ મુજબ જાહેરાત કરવામાં આવે તે કોઇપણ બીજી સંસ્થા*

(૭) "કારખાનું" એટલે, સન ૧૯૩૪ના કારખાનાં બાબતના એકટની કલમ ૨ની પેટા કલમ (જે)ના અર્થ પ્રમાણે કારખાનું જાહેર કર્યું હોય તેવી કોઈ પણ જગા.

(૮) "ઇન્સપેકટર" એટલે, કલમ ૨૫ મુજબ નીમેલો ઇન્સ્પેકટર.

(૯) "સ્થાનિક અધિકારીમંડળ" એટલે, સન ૧૮૮૮ના

---

* આ વ્યાખ્યામાં પણ જે સંસ્થામાં કામદારો કામ કરતા હોય તેવી સંસ્થા નહિ પણ જે વ્યાપાર કરતી હોય તેવી સંસ્થા બતાવવામાં આવી છે.

મુંબઈ શહેરના મ્યુનિસિપલ એકટ મૂજબ સન ૧૯૦૧ના મુંબઈના ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપલ એકટ મુજબ અથવા સન ૧૯૨૫ના મુંબઇના મ્યુનિસિપલ હદ બાબતના એકટ મુજબ રચેલી કોઇ મ્યુનિસિપાલિટી અથવા સન ૧૯૨૩ના મુંબઈના લોકલ બોર્ડ એકટ મુજબ રચેલી કોઈ લોકલ બોર્ડ.

(૧૦) "કામે રાખનાર શખસના કુટુંબનો ઈસમ" એટલે કામે રાખનાર શખસનો ધણી, ધણીઆણી અથવા છોકરાં અથવા તે શખસના બાપ અથવા મા, ભાઈ અથવા બહેન તેની સાથે રહેતો હોય અને તેનો આશ્રિત હોય તે.

(૧૧) "ખુલ્લી રાખેલી" એટલે કોઈ પણ ગ્રાહકની સેવા માટે ખુલ્લી રાખેલી.

(૧૨) "કામની મુદત" એટલે જે સમય દરમિયાન કામે લગાડેલો શખ્સ કામે રાખનાર શખ્સની સેવામાં હોય તે.

(૧૩) "કામે લગાડેલો શખસ" એટલે—

(a) દુકાનની બાબતમાં, દુકાનના કામના સંબંધમાં સર્વાંશે અથવા મુખ્યત્વે કરીને દુકાનમાં કામે લગાડેલો શખસ,

(b) કારખાનાની બાબતમાં, એવા કારખાનામાં કામે લગાડેલા કારકુનોના નોકરમંડળમાંનો ઈસમ. *

(c) કારખાના સિવાયની બીજી વેપારી પેઢીની બાબતમાં તે પેઢીના કામના સંબંધમાં સર્વાંશે અથવા મુખ્યત્વે કરીને કામે લગાડેલો શખ્સ અને તે સંજ્ઞામાં સિપાઇ (પટાવાળા)નો સમાવેશ થાય છે.

(d) કોઇ રેસ્ટોરાં અથવા ભોજનગૃહની બાબતમાં, ખાવાની કે પીવાની, જનસ તૈયાર કરવા અથવા પીરસવામાં અથવા ગ્રાહકની ખિદમતમાં અથવા મકાનનો કોઈપણ ભાગ અથવા એવાં મકાન પર વપરાતાં વાસણકુસણ સાફ કરવા

---

* આ કલમમાં કામદારોને આ કાયદાથી બાકાત રાખ્યા છે.

અથવા કારકુન અથવા કેશિયર તરીકે સર્વાંશે અથવા મુખ્યત્વે કરીને કામે લગાડેલો શખસ; અને

(e) થીએટર અથવા સાર્વજનિક ગમતની બીજી સંસ્થાની બાબતમાં, ઓપરેટર, કારકુન, ડોરકીપર, યૂશર (પ્રવેશક) અથવા તેને મળતા બીજા કોઈ નાતાથી કામે લગાડેલો શખસ.

પરંતુ તે સંજ્ઞામાં કોઈ કામે રાખનાર અથવા તેના કુટુંબના કોઇ ઇસમનો સમાવેશ થતો નથી.

(૧૪) "ઠરાવેલું" એટલે, આ એક્ટ મુજબ કરેલા કાનુનોથી ઠરાવેલું.

(૧૫) "રહેવાકરવાની સગવડ પુરી પાડનારી હોટેલ" એટલે, જે કોઇ પણ જગામાં કોઇ મુસાફર અથવા જનતાનો અથવા જનતાના કોઈ વર્ગના બીજા કોઇપણ ઇસમને પૈસા આપેથી રહેવાની અને ભોજનની સગવડ પૂરી પાડવાનો ધંધો ખરેખર ચલાવવામાં આવતો હોય તે કોઇપણ જગા.

(૧૬) "રેસ્ટોરાં અથવા ભોજનગૃહ" એટલે જે કોઈપણ જગામાં લોકોને અથવા લોકોના કોઈપણ વર્ગને તે જગા ઉપર ખાવાપીવા માટે ભોજન અથવા રીફ્રેશમેન્ટો કે જ્યાં લોકોને નાસ્તા પૂરૂં પાડવાનો ધંધો સર્વાંશે અથવા મુખ્યત્વે કરીને ચલાવવામાં આવતો હોય તે જગા; પણ તે સંજ્ઞામાં, થીએટરને લગતા રેસ્ટોરાંનો સમાવેશ થતો નથી.

(૧૭) "દુકાન" એટલે જે કોઇપણ જગામા છુટક અથવા જથ્થાબંધ અથવા બંને રીતે માલ વેચવામાં આવતો હોય અથવા ગ્રાહકોની સેવા ઉઠાવવામાં આવતી હોય તે જગા અને તે સંજ્ઞામાં, એવા વેપાર અથવા ધંધાના સંબંધમાં વાપરવામાં આવતી ઓફિસો, સ્ટોર રૂમો, ગોદામો, અથવા વખારો. પછી તે જગામાં હોય અથવા બીજી રીતે આવેલાં હોય તેનો સમાવેશ થાય છે; પણ તેમાં રેસ્ટોરાં, ભોજનગૃહ અથવા વેપારી

 

પેઢીનો સમાવેશ થતો નથી.*

(૧૮) "થીએટર" એ સંજ્ઞામાં, ચલચિત્રો બતલાવવા માટે અથવા નાટય પ્રયોગો માટે મુખત્વે કરીને અથવા સર્વાંશે યોજેલ કોઈ પણ જગાનો સમાવેશ થાય છે.

(૧૯) "અઠવાડિયું" એટલે, શનિવારની મધરાતથી શરૂ થતી સાત દિવસની મુદત.

(૨૦) "નાની ઉમરનો શખસ" એટલે, જે શખસ બાળક ન હોય અને જેણે સત્તરમું વર્ષ પુરૂં કર્યું ન હોય તે.

૩. આ એકટમાં જણાવેલો દિવસનો વખત, એટલે, હિંદુસ્તાનનો સ્ટાન્ડર્ડ ટાઈમ, હિંદુસ્તાનનો સ્ટાન્ડર્ડ ટાઈમ ગ્રીનવિચ મીન-ટાઇમથી સાડા પાંચ કલાક આગળ છે.

૪. આ એકટમાંનો કોઈપણ મજકુર—

(a) વહીવટ કરવાનો હોદ્દો ધરાવતા ખાનગી પ્રકારના કામ માટે કામે લગાડેલા શખસોને,

(b) જે શખસોનું કામ મુસાફર, કેન્વાસર, વોચમેન (ચોકીદાર) અથવા કેરટેકર, (સંભાળ લેનાર) જેવું સ્વાભાવિક રીતે તુટકતુટક કામ કરવાનું હોય તે શખસોને,

(c) રેલ્વે મારફતે અથવા વહેવારનાં બીજાં સાધનો દ્વારા માલ, મોકલવાને તથા કસ્ટમ્સની વિધિઓ માટે જવાબદાર હોય તેવા કલીઅરિંગ અથવા ફોર્વર્ડીંગ કારકુનો અથવા મેસેન્જરો (કાસદ) ના કામ જેવા પ્રેપેરેટરી (પુર્વાંગરૂપ) અથવા કોમ્પ્લીમેન્ટરી (પુરક) કામમાં ખાસ કામે લગાડેલા શખસોને.

---

* જે જગ્યા માલ બનતો હોય કે રૂપાંતર થતો હોય તેવી જગ્યાનો આ કલમમાં સમાવેશ થતો નથી.

(d) માલ એકઠો કરવા, પહોંચતો કરવા અથવા લઈ જવા લાવવામાં ખાસ કામે લગાડેલા શખ્સોને.

(e] સરકારી ઓફિસો તથા સ્થાનિક અધિકારીમંડળની ઓફીસોને.

(f) માંદા, અશક્ત, નિરાધાર અથવા માનસિક ખોડવાળી શખ્સોની માવજત કરવા અથવા સંભાળ લેવા માટેના સંસ્થાઓને,

(g) પ્રાંતિક સરકારે આ અર્થે સામાન્ય અથવા વિશેષ હુકમ કાઢીને પસંદ કરી હોય તેવી કેમિસ્ટોની અથવા ડ્રગિસ્ટોની દુકાનમાં કામે લગાડેલા શખ્સોને.

(h) કલબો તથા રહેવા કરવાની સગવડ પુરી પાડનારી હોટલોને.

(i) રેલ્વે સ્ટેશનોપર, ડક્કાપર અથવા ગોદીપરના સ્ટોલો તથા રીફ્રેશમેન્ટ રૂમોને.

(j) નફો મેળવવાનો ન હોય તેવા ધર્માદા અથવા બીજા હેતુઓથી તૈયાર કરેલી વસ્તુઓ વેચવા માટે ભરવામાં આવે તે બજારો અથવા ફેરો (મેળો)ને, અને

(k) પ્રાંતિક સરકાર સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને આ એકટના અમલમાં માફી આપે તે કોઈપણ બીજી સંસ્થા અથવા સંસ્થાના વર્ગ અથવા શખ્સ અથવા શખ્સોના વર્ગને લાગુ પડશે નહિ એમ સમજવું.

(૨) પેટા કલમ (૧)માં ગમે તે મજકુર હોય તે છતાં પ્રાંતિક સરકાર, સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને ફરમાવવાને મુખત્યાર છે કે તેમાં નિર્દિષ્ટ કરેલ કોઈપણ શખ્સો અથવા સંસ્થાઓ આ એકટના અમલમાંથી મુકત નથી એમ સમજવું.

## ૨. દુકાનો

૫. (૧) વિદ્યમાન કાળે અમલમાં હોય તે બીજા કોઈપણ કાયદાથી અથવા તે મુજબ ઠરાવ્યું હોય તે સિવાય, કોઈપણ દુકાન કોઈપણ દિવસે,

(a) પ્રાંતિક સરકાર આ અર્થે સામાન્ય અથવા ખાસ હુકમ કાઢીને ઠરાવે તે કલાક કરતાં વહેલી ખોલવી નહિ, અને

(d) રાતના નવ કલાક કરતાં મોડી અથવા પ્રાંતિક સરકાર આ અર્થે સામાન્ય અથવા વિશેષ હુકમથી નક્કી કરે તે બીજા વહેલા વખત કરતાં મોડી બંધ કરવી નહિ.

પરંતુ એવું ઠરાવ્યું છે કે કોઈપણ દુકાનમાં એવા બંધ કરવાના વખતે કોઈપણ ગ્રાહક માલ લેતો હોય અથવા માલ લેવા સારૂ રાહ જોતો હોય તો તેને સદરહુ વખતની તરત પછીના ૫ા કલાક સુધીમાં તેવી દુકાનેથી માલ આપવો.

(૨) પ્રાંતિક સરકારે ઠરાવેલી રીતે ચોકશી કર્યા પછી પેટા કલમ (૧) મુજબનો હુકમ કરવો.

૬. આ એકટમાં અથવા બીજા કોઈ કાયદાથી અથવા તે મુજબ બીજી રીતે ઠરાવ્યું હોય તે સિવાય, કોઇ પણ શખ્સે કલમ ૫ અન્વયે નક્કી કરેલા બંધ કરવાના વખત પછી, કોઇ સ્ટ્રીટ અથવા જાહેર જગામાં અથવા તેની નજદીકમાં કોઇપણ માલ વેચવાનું ચાલુ રાખવું નહિ.

પરંતુ એવું ઠરાવ્યું છે કે વર્તમાનપત્રો વેચવાની બાબતમાં આ કલમનો કોઇ પણ મજકુર લાગુ પડશે નહિ.

૭. (૧) પેટા કલમ (૨) ના ઠરાવોને પાત્ર, કોઈ પણ દુકાનમાં કામે લગાડેલા કોઈ પણ શખ્સને કોઇ પણ એક દિવસમાં ૯ા કલાકથી વધારે કલાક કામ કરવાની ફરજ

પાડવી નહિ અથવા કામ કરવા દેવું નહિ.

પરંતુ એવું ઠરાવ્યું છે કે એવા કોઇ પણ શખ્સને, પેટા કલમ (૧) નક્કી કરેલ હદ ઉપરાંતની કોઈપણ મુદત કોઈ પણ કેલેન્ડર વર્ષમાં કુલ્લે ૧૨૦ કલાક કરતાં વધુ ન થાય તો, તેવી મુદત સુધી તેવી દુકાનમાં કામ કરવા દેવાનો અખત્યાર છે.

(૨) કોઇ પણ દુકાનમાં કામે લગાડેલા કોઇ પણ સખ્સને આરામ લેવા માટે નિદાન એક કલાકનો ગાળો ન મળ્યો હોય તે સિવાય કોઇ પણ એક દિવસમાં સાત કલાકથી વધારે વખત કામ કરવાની ફરજ પાડવી નહિ અથવા કામ કરવા દેવું નહિ.

પરંતુ એવું ઠરાવ્યું છે કે તેવી રીતે કામે લગાડેલા કોઈ પણ શખ્સને ઓછામાં ઓછો અડધો કલાક આરામ લેવાનો ગાળો મળ્યો હોય તે સિવાય તે શખ્સને તેવી દુકાનમાં પાંચ કલાકથી વધારે વખત કામ કરવાની ફરજ પાડવી નહિ અથવા કામ કરવા દેવું નહિ.

૮. દુકાનમાં કામે લગાડેલા કોઈ શખ્સે કેટલો સમય કામ કરવું તે અને કેટલો સમય આરામ લેવો તે બાબત એવી રીતે વ્યવસ્થા કરેલી હોવી જોઇએ કે તે સમય કોઇ પણ એક દિવસમાં બધું મળીને બાર કલાકથી વધુ થાય નહિ.

પરંતુ એવું ઠરાવ્યું છે કે જે પ્રસંગોએ કોઈ પણ દુકાન કોઈ પણ દિવસે તે ખોલવા માટે તથા બંધ કરવા માટે ઠરાવેલા વખત દરમીયાન નિદાન ત્રણ કલાકની મુદત સુધી સર્વતઃ બંધ રાખવામાં આવે તેવે પ્રસંગે દુકાન ઉઘાડી રાખવાની એકંદર મુદત અને આરામ માટેના

ગાળાની મુદત એકંદર ૧૪ કલાક સુધીની હોય તો હરકત નથી.

૯. (૧) દુકાનમાં કામે લગાડેલા દરેક શખ્સને દર અઠવાડિયે નિદાન ૧ દિવસ રજા આપવી જોઇએ.

પરંતુ એવું ઠરાવ્યું છે કે જે કોઇ પણ શખ્સને કામે લગાડયાની કુલ મુદત ૭ દિવસ કરતાં ઓછી હોય તેને આ કલમમાંનો કોઈ પણ મજકુર લાગુ પડશે નહિ.

(૨) દુકાનમાં કામે લગાડેલા કોઇ પણ શખસને પેટા કલમ (૧) મુજબ આપેલી રજાને લઈને તે શખસના પગાર માંથી કાંઈ પણ કાપકુપ કરવી નહિ.

## ૩. વેપારી પેઢીઓ

૧૦. વેપારી પેઢીઓ ખોલવા અને બંધ કરવાનો વખતઃ—

(૧) વિદ્યમાન કાળે અમલમાં હોય તે બીજા કોઈપણ કાયદાથી અથવા તે મુજબ ઠરાવ્યું હોય તે સિવાય, કોઇ પણ વેપારી પેઢી કોઈ પણ દિવસે, પ્રાંતિક સરકાર, પેટા કલમ (૨) મુજબ કરેલા સામાન્ય અથવા ખાસ હુકમથી ઠરાવે તે કલાક કરતાં વહેલી ખોલવી નહિ અને તે કરતા મોડી બંધ કરવી નહિ.

(૨) પ્રાંતિક સરકાર, સામાન્ય અથવા ખાસ હુકમ કાઢીને કોઈ પણ સ્થાનિક વિસ્તારમાં કોઈ પણ વેપારી પેઢી અથવા તેવા વર્ગની વેપારી પેઢી કયારે ખોલવી અને કયારે બંધ કરવી તે ઠરાવવાને મુખત્યાર છે. એવો હુકમ ઠરાવવાથાં આવે તે રીતે ચોકસી કર્યા પછી કરવો.

૧૧. (૧) પેટા કલમ (૨) ના ઠરાવોને પાત્ર, કોઇ પણ વેપારી પેઢીમાં કામે લગાડેલા કોઈપણ શખસને તેવી

પેઢીમાં એક મહિનામાં ૨૦૮ કલાકથી વધારે કામ કરવાની ફરજ પાડવી નહિ અથવા કામ કરવા દેવું નહિ.

પરંતુ એવું ઠરાવ્યું છે કે એવા કોઇ પણ શખ્સને, સ્ટોક લેવાના હિસાબ તૈયાર કરવાના, વલણના અથવા બીજા ઠરાવેલા પ્રસંગો દરમિયાન કોઇ પણ મહિનામાં ૨૦૮ કલાકથી વધારે કલાક સુધી તેવી કોઈ પણ પેઢીમાં કામ કરવા દેવાનો મુખત્યાર છે.

વધુમાં એવું પણ ઠરાવ્યું છે કે આ કલમ મુજબ દર મહિને કામ કરવાના ઠરાવેલા વધારેમાં વધારે કલાકો કરતાં કુલ્લે જે વધારે કલાકો સુધી કોઈપણ શખ્સને કામ કરવા દેવામાં આવશે તે એક કેલેન્ડર વર્ષમાં ૧૨૦ કલાક કરતાં વધારે થવા જોઇએ નહિ.

(૨) કોઇ પણ વેપારી પેઢીમાં કામે લગાડેલા કોઈ પણ શખ્સને ઓછામાં ઓછો એક કલાકનો આરામનો ગાળો મળ્યો હોય તે સિવાય તે શખ્સને તેવી પેઢીમાં એક દિવસમાં સાત કલાકથી વધારે કલાક કામ કરવાની ફરજ પાડવી નહિ અથવા કામ કરવા દેવું નહિ.

પરંતુ એવું ઠરાવ્યું છે કે એવી રીતે કામે લગાડેલા કોઇપણ શખ્સને ઓછામાં ઓછો અડધો કલાકનો આરામનો ગાળો મળ્યો હોય તે સિવાય તે શખ્સને તેવી પેઢીમાં એક દિવસમાં સાડાચાર કલાકથી વધારે કલાક કામ કરવાની ફરજ પાડવી નહિ અથવા કામ કરવા દેવું નહિ.

(૧૨) કોઈ વેપારી પેઢીમાં કામે લગાડેલા શખ્સે કેટલો સમય કામ કરવું તે અને કેટલો સમય આરામ લેવો તે બાબત એવી રીતે વ્યવસ્થા કરેલી હોવી જોઇએ કે જેથી

તે સમય કોઈ પણ એક દિવસમાં એકંદર બાર કલાકથી વધારે થાય નહિ.

પરંતુ એવું ઠરાવ્યું છે કે પ્રાંતિક સરકાર, આ અર્થે કરેલા કાનુનોથી, સદરહુ કામે લગાડેલા શખસને સ્ટોક લેવાને હિસાબ તૈયાર કરવાને, વલણને અથવા બીજા ઠરાવેલા પ્રસંગને લઇને, એક કેલેન્ડર વર્ષમાં વધુમાં વધુ ૭ દિવસોએ, આ કલમ મુજબ ઠરાવેલી મુદત કરતાં વધુ મુદત સુધી કામ કરવાનું ફરમાવી શકાય તે નક્કી કરવાને મુખત્યાર છે.

૧૩. વેપારી પેઢીમાં કામે લગાડેલા દરેક શખસને દર અઠવાડીયે નિદાન એક દિવસ રજા આપવી જોઇએ.

પરંતુ એવું ઠરાવ્યું છે કે જે કોઈ પણ શખસને કામે લગાડયાની કુલ મુદત ૭ દિવસ કરતાં ઓછી હોય તેને આ કલમમાંનો કોઈ પણ મજકુર લાગુ પડશે નહિ.

(૨) વેપારી પેઢીમાં કામે લગાડેલા કોઇ પણ શખસને પેટાકલમ (૧) મુજબ આપેલી રજાને લઇને તે શખસના પગારમાંથી કાંઈ પણ કાપકુપ કરવી નહિ

## ૪. રેસ્ટોરાં, ભોજનગૃહો, થીએટરો અથવા સાર્વજનિક રમત ગમતની અને ખાનપાનની જગ્યાઓ

૧૪. કલમ ૫ મુજબ દુકાનો બંધ કરવાના વખત નક્કી કર્યા પછી, તેવી દુકાનોમાં વેચાતા માલના જેવો કોઈ પણ માલ કોઈ પણ રેસ્ટોરાં, ભોજનગૃહ, થીએટર અથવા સાર્વજનિક રમતગમતની અથવા ખાનપાનની બીજી કોઈ પણ જગામાં વેચવો નહિ; પરંતુ તેવો માલ રેસ્ટોરાં ભોજનગૃહ, થીએટર અથવા સાર્વજનિક રમતગમત અથવા

ખાનપાનની જગામાં ખાવા પીવાના ઉપયોગ માટે વેચવામાં આવે તો હરકત નથી.

૧૫. (૧) પેટા કલમ (૨)ના ઠરાવોને પાત્ર, કોઈ પણ રેસ્ટોરાં, ભોજનગૃહ, થીએટર, અથવા ખાનપાનની બીજી કોઇ પણ જગામાં કામે લગાડેલા કોઈપણ શખ્સને તેવા રેસ્ટોરાં, ભોજનગૃહ, થીએટર અથવા એવી બીજી કોઇ જગામાં એક દિવસમાં ૧૦ કલાકથી વધારે કામ કરવાની ફરજ પાડવી નહિ અથવા કામ કરવા દેવું નહિ.

(૨) પ્રસંગ પ્રમાણે, એવા રેસ્ટોરાં, ભોજનગૃહ અથવા થીએટરો અથવા સાર્વજનિક રમતગમતની અથવા ખાનપાનની જગામાં કામે લગાડેલા શખ્સને આરામ લેવા માટે નિદાન એક કલાકનો ગાળો મળ્યો હોય તે સિવાય, આઠ કલાકથી વધારે વખત કામ કરવાની ફરજ પાડવી નહિ અથવા કામ કરવા દેવું નહિ.

પરંતુ એવું ઠરાવ્યું છે કે તેવી રીતે કામે લગાડેલા કોઇ પણ શખ્સને ઓછામાં ઓછો અડધો કલાક આરામનો ગાળો ગાળ્યો હોય તે શખ્સને તેવા રેસ્ટોરાં, ભોજનગૃહ, થીએટર અથવા સાર્વજનિક રમતગમતની અથવા ખાનપાનની જગામાં ૭ કલાકથી વધારે વખત તેવી રીતે કામ કરવાની ફરજ પાડવી નહિ અથવા કામ કરવા દેવું નહિ.

૧૬. રેસ્ટોરાં, ભોજનગૃહ, થીએટર, સાર્વજનિક રમત ગમતની અથવા ખાનપાનની બીજી કોઇ જગાએ કામે લગાડેલા શખ્સે કેટલો સમય કામ કરવું તે અને કેટલો સમય આરામ લેવો તે બાબત એવી રીતે વ્યવસ્થા કરેલી હોવી જોઇએ કે તે સમય એક દિવસમાં બધુ મળીને ૧૪ કલાક કરતાં વધારે થાય નહિ.

૧૭. (૧) રેસ્ટોરાં, ભોજનગૃહ, થીએટર અથવા સાર્વજનિક રમતગમતની અથવા ખાનપાનની બીજી કોઇ જગામાં કામે લગાડેલા દરેક શખ્સને દર અઠવાડિયે નિદાન એક દિવસ રજા આપવી જોઈએ.

પરંતુ એવું ઠરાવ્યું છે કે આ પેટા કલમમાંનો કોઈ પણ મજકુર જે કોઈ પણ શખ્સને કામે લગાડયાની કુલ એક મુદત છ દિવસ કરતાં ઓછી હોય તેને લાગુ પડશે નહિ.

(૨) રેસ્ટોરાં, ભોજનગૃહ, થીએટર અથવા સાર્વજનિક પણ શખ્સને પેટા-કલમ (૧) અન્વયે આપેલી કોઈ પણ રજાને લઇને તે શખ્સના પગારમાંથી કોઈ પણ કાપકુપ કરવી નહિ.

## ૫. બીજી સંસ્થાઓ

૧૮. (૧) આ એકટમાં ગમે તે મજકુર હોય તે છતાં, પ્રાંતિક સરકાર, સરકારી ગેઝેટમાં જાહેરનામું કાઢીને એમ જાહેર કરવાને મુખત્યાર છે કે જે કોઈ પણ સંસ્થા અથવા સંસ્થાના વર્ગને વિદ્યમાન કાળે આ એકટ લાગુ પડતો ન હોય તે સંસ્થા અથવા સંસ્થાનો વર્ગ આ એકટના કારણ સારૂ હોય એવી કોઇ સંસ્થા અથવા સંસ્થાઓનો વર્ગ છે.

(૨) આ પ્રમાણે જાહેર કરવામાં આવે, એટલે આવી સંસ્થા અથવા સંસ્થાઓના વર્ગને આ એકટ લાગુ પડતો હોય તેવી અથવા સંસ્થાઓનો વર્ગ છે એમ ગણવું અને આ એકટના સઘળા અથવા કોઈ પણ ઠરાવ એવી જાહેરાતમાં નિર્દિષ્ટ કરવામાં આવે તેવા સુધારા વધારા સાથે આવી સંસ્થા અથવા સંસ્થાઓના વર્ગને લાગુ પડશે.

## ૬ બાળકો અને નાની ઉમરના શખસો માટે ઠરાવ

૧૯. કોઇ પણ બાળકને, આ એકટ લાગુ પડતો હોય એવી કોઈ પણ સંસ્થામાં કામ કરવા દેવું નહિ.

૨૦. આ એકટ લાગુ પડતો હોય એવી કોઈ પણ સંસ્થામાં નાની ઉમરના કોઇ પણ શખ્સને સવારના છ વાગ્યા પહેલાં અને સાંજના સાત વાગ્યા પછી કામ કરવા દેવું નહિ.

૨૧. (૧) આ એકટમાં ગમે તે મજકુર હોય તે છતાં, કોઈ પણ નાની ઉમરના શખસને આ એકટ લાગુ પડતો હોય એવી કોઇ પણ સંસ્થામાં કોઇ અઠવાડિયામાં ૪૨ કલાક કરતા અથવા કોઈ દિવસે આઠ કલાકથી વધુ કલાક કામ કરવા દેવું નહિ.

(૨) એવા કોઇ પણ શખસને ઓછામાં ઓછો અડધો કલાક આરામનો ગાળો મળ્યો હોય તે સિવાય, તેને કોઇ પણ દિવસે ચાર કલાક કરતાં વધુ વખત સુધી તેવી સંસ્થામાં કામ કરવા દેવું નહિ.

## ૭. અમલમાં મુકવા બાબત અને શિક્ષા

૨૨. આ એકટમાં બીજી રીતે ઠરાવ્યું હોય તે સિવાય, પોતાની હકુમત હેઠળના કોઇ પણ વિસ્તારમાં, ઠરાવવામાં આવે તેવી પ્રાંતિક સરકારની દેખરેખને પાત્ર, આ એકટના ઠરાવો અમલમાં મુકવાની ફરજ દરેક સ્થાનિક અધિકારી મંડળની રહેશે.

પરંતુ એવું ઠરાવ્યું છે કે કોઈ સ્થાનિક અધિકારીમંડળની હકુમત હેઠળ ન હોય તેવા વિસ્તારોની બાબતમાં, સદરહુ ઠરાવો અમલમાં મુકવાની ફરજ પ્રાંતિક સરકારની રહેશે.

૨૩. (૧) કોઈપણ સ્થાનિક અધિકારીમંડળ આ ઍક્ટથી અથવા તે મુજબ તેના પર નાંખેલી કોઈ પણ ફરજ બજાવવામાં કસુર કરે તો તે ફરજ બજાવવા માટે કોઇ પણ શખ્સને નીમવાને પ્રાંતિક સરકાર મુખત્યાર છે અને તે ફરજ બજાવવાને નીમેલા શખ્સના વાજબી પગાર સુદ્ધાં તે બજાવવામાં થએલો ખરચ તે સ્થાનિક અધિકારીમંડળે તાબડતોબ આપવો એમ ફરમાવવાનો પણ તેને અખત્યાર છે.

(૨) જો તે ખર્ચ અને પગાર એવી રીતે આપવામાં આવે નહિ તો, મ્યુનિસિપલફંડ અથવા લોકલફંડને લગતા કોઈપણ કાયદામાં અથવા વિદ્યમાન કાળે અમલમાં હોય એવા બીજા કોઇ કાયદામાં ગમે તે મજકુર હોય તે છતાં, જે બેન્કમાં તે સ્થાનિક અધિકારીમંડળના કાંઈ પણ નાણાં અનામત રાખ્યાં હોય તે બેન્કને અથવા જે સ્થાનિક સરકારી તિજોરીમાં અથવા બીજી કોઈ સલામત જગાએ તે સ્થાનિક અધિકારીમંડળનાં નાણાં અનામત રાખ્યાં હોય તે સ્થાનિક સરકારી તિજોરીના અથવા સલામત જગાના હવાલાવાળા શખ્સને તેવી બેન્કના ખાતામાં તે સ્થાનિક અધિકારીમંડળનાં જે નાણાં જમે હોય તે નાણાંમાંથી, અથવા તેવા શખ્સને હસ્તક તે સ્થાનિક અધિકારીમંડળનાં જે નાણાં હોય તેમાંથી, તેવી બેન્કમાં કે તેવા શખ્સને વખતોવખત તે સ્થાનિક અધિકારી મંડળ તરફથી અથવા તેના વતી જે નાણાં ડિપોઝીટ તરીકે ભરવામાં આવે તેમાંથી, એવો ખરચ અને પગાર આપવાનું ફરમાવવાને પ્રાંતિક સરકાર મુખત્યાર છે; અને તેવી બેન્ક અથવા તેવો શખસ તેવો હુકમ માનવાને બંધાયેલા રહેશે. તે સ્થાનિક અધિકારીમંડળે તેવી બેન્કમાં અથવા તેવા શખસની પાસે અનામત રાખેલાં

નાણાંમાંથી તે બેન્ક અથવા તે શખ્સ એવી રીતે કોઈપણ રકમ અથવા હુકમો, એવા હુકમ અનુસાર, આપે તો તેના સંબંધમાં તેવી બેન્ક અથવા તેવો શખ્સ તે સ્થાનિક અધિકારીમંડળ પ્રત્યેની સઘળી જવાબદારીમાંથી મુક્ત રહેશે.

૨૪. કોઇપણ મ્યુનિસિપલ અથવા લોકલ ફંડના સંબંધમાં કોઈપણ કાયદામાં ગમે તે મજકુર હોય તે છતાં, આ એકટના ઠરાવો મુજબ તથા તેના કારણ સારૂ કોઈ મ્યુનિસિપાલિટીએ અથવા લોકલ બોર્ડે કરેલો સઘળો ખરચ, પ્રસંગ પ્રમાણે, તે મ્યુનિસિપલ અથવા લોકલ ફંડમાંથી અદા કરવો.

૨૫. (૧) દરેક સ્થાનિક અધિકારીમંડળે આ એકટના ઠરાવો અમલમાં મુકવાનાં કારણ સારૂ પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે તેની હકુમત હેઠળના વિસ્તારો માટે પુરતી સંખ્યામાં ઠરાવેલી લાયકાતવાળા શખ્સોને ઇન્સ્પેકટરો નીમવા.

(૨) જે વિસ્તારો સ્થાનિક અધિકારીમંડળની હકૂમત હેઠળ ન હોય તે વિસ્તારો માટે પ્રાંતિક સરકારે ઠરાવેલી લાયકાતવાળા ઈન્સ્પેકટરો નીમવા.

૨૬. કલમ ૨૫ મુજબ નીમવામાં આવેલો કોઇ પણ ઈન્સ્પેકટર દરેક વાજબી સમયે જે કોઈ પણ જગાએ આ એકટ લાગુ પડતો હોય તેવી જગા છે અથવા એવી જગા હોવાનું માનવાને તેને કારણ હોય તે જગામાં, પ્રસંગ પ્રમાણે તાજની અથવા સ્થાનિક અધિકારીમંડળની નોકરીમાં હોય તેવા આસિસ્ટન્ટોની સાથે દાખલ થવાને અને જગાની અને ઠરાવેલાં રજીસ્ટરો, દફતરો અને નોટિસોની, ઠરાવવામાં આવે તે રીતે, તપાસ કરવાને મુખત્યાર છે.

૨૭. કમલ ૨૫ મુજબ નીમવામાં આવેલો દરેક ઇન્સ્પેકટર હિન્દુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૨૧ ના અર્થ પ્રમાણે પ્રજાના નોકર છે એમ સમજવું.

૨૮. કોઇ પણ શખસ જાણી બુજીને કોઈ ઈન્સ્પેકટરને આ એકટ મુજબ મળેલા અધિકારનો અમલ કરવામાં હરકત કરશે અથવા જે કોઇ પણ શખસ એકાદા ઈન્સ્પેકટરે કાયદેસર કરેલી સુચના પ્રમાણે વર્તવામાં ચુક કરશે તો તેને ગુનાની સાબિતીનો ઠરાવ થયેથી રૂા. ૨૫૦ સુધીના દંડની શિક્ષા થઇ શકશે.

૨૯. પ્રાંતિક સરકારના સામાન્ય અને ખાસ હુકમોને અવલંબીને, કામે રાખનારે, આ એકટના ઠરાવો અમલમાં મુકવા સારૂ ઠરાવવામાં આવે એવાં રજિસ્ટરો અને દફતરો રાખવાં અને એવી નોટિસો બતાવવી.

૩૦. (૧) જો કોઈ પણ કામે રાખનાર કલમ ૫ અને કલમ ૭ થી ૨૧ ના ઠરાવોનું ઉલ્લંઘન કરશે તો તેનાપર પહેલીવાર ગુનાની સાબિતીના ઠરાવ થએથી તેને રૂ. ૨૫ સુધી ના દંડની શિક્ષા થઈ શકશે અને તેના પર ગુનાની સાબિતીનો પ્રથમ ઠરાવ થયા પછી કરેલા દરેક ગુના બદલ તેને રૂા. ૨૫૦ સુધીના દંડની શિક્ષા થઇ શકશે.

(૨) જે કોઈ પણ શખસ કલમ ૬ ના ઠરાવોનું ઉલ્લંઘન કરશે તેનાપર પહેલીવાર ગુનાની સાબિતીનો ઠરાવ થયેથી તેને રૂ. ૧૦ સુધીના દંડની શિક્ષા થઈ શકશે અને તેના પર ગુનાની સાબિતીનો પ્રથમ ઠરાવ થયા પછી કરેલા દરેક ગુના બદલ તેને રૂા. ૧૦૦ સુધીન દંડની શિક્ષા થઇ શકશે.

## ૮. પરચુરણ

૩૧. પ્રાંતિક સરકાર, સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને, આ એકટના સઘળા અથવા કોઇ પણ ઠરાવનો

અમલ, કોઈ પણ ઠરાવેલા તહેવારોને પ્રસંગે અથવા કોઈ પણ પ્રસંગે, તેને યોગ્ય લાગે તેટલી મુદત સુધી અને તેવી શરતોથી, મોકુફ રાખવાને મુખત્યાર છે.

આ કલમની રૂએ નીચે જણાવેલા તહેવારના તથા બીજા પ્રસંગોએ આ કાયદાનો અમલ મોકુફ રખાશે.

(૧) નાતાલના તહેવારો. (૨) દીવાળીના તહેવારો. (૩) પટેટીના તહેવારો. (૪) જમશેદી નવરોઝના તહેવારો. (૫) રમઝાન ઇદના તહેવારો. (૬) સરકારે જાહેર કરેલ જરૂરીઆતના દીવસોએ. (૭) સરકાર માન્ય કરે તેવા મેળા અથવા પ્રદર્શનો માટે.

૩૨. આ એક્ટ લાગુ પડતો હોય એવા કોઈ પણ સખસને કામના કલાકની મુદત ઉપરાંત કામ કરવું પડે તો તે સખસને તેના ઓવરટાઇમ કામ માટે, તેના રોજના સાધારણ દરના સવાયા દરે, મહેનતાણું મળવાનો હક રહેશે.

ખુલાસો:—આ કલમનાં કારણો સારૂ, (૧) "કામના કલાકોની મુદત", એટલે—

(a) દુકાનોમાં કામે લગાડેલા શખસોના સંબંધમાં, દરરોજના સાડા નવ કલાક;

(b) કોઇ વેપારી પેઢીમાં કામે લગાડેલા શખસોના સંબંધમાં, મહિનામાં ૨૦૮ કલાક;

(c) રેસ્ટોરાં, ભોજનગૃહ, થીએટર અથવા બીજી સાર્વજનિક રમતગમત અને ખાનપાનની જગાઓમાં કામે લગાડેલા શખસોના સંબંધમાં, દરરોજના દસ કલાક; અને

(d) બીજી કોઇપણ સંસ્થામાં કામે લગાડેલા શખસોના સંબંધમાં, ઠરાવવામાં આવે એટલા કલાક; અને

(૨) "રોજનો સાધારણ દર" એટલે, ઠરાવેલી રીતે ગણવામાં આવે એવો રોજનો દર.

૩૩. (૧) આ એકટના ઠરાવોને અમલમાં મુકવા સારૂ પ્રાંતિક સરકાર કાનુનો કરવાને મુખત્યાર છે.

(૨) વિશેષ કરીને, તથા અગાઉ જણાવેલા ઠરાવની સામાન્યતાને બાધ આવ્યા સિવાય, હેઠળ જણાવેલી સઘળી અથવા કોઈ પણ બાબતો માટે તેવા કાનુનો કરવાનો અધિકાર છે, એટલે કે:—

(a) કલમ ૫ની પેટા કલમ (૨) મુજબ કેવી રીતે ચોકશી કરવી તે;

(b) કલમ ૧૦ની પેટા કલમ (૨) મુજબ કેવી રીતે ચોકશી કરવી તે;

(c) કલમ ૧૧ મુજબ, ક્યા પ્રસંગોએ મહિનામાં કામ કરવાના કલાકો ૨૦૮ થી વધુ હોઈ શકે તે;

(d) કલમ ૧૨ મુજબ કામના વધારાના કલાક નક્કી કરવા બાબત;

(e) કલમ ૨૨ મુજબ પ્રાંતિક સરકારે સ્થાનિક અધિકારીમંડળ ઉપર કેવા પ્રકારની દેખરેખ રાખવી તે;

(f) કલમ ૨૫ મુજબ, ઈન્સ્પેકટરોની શી લાયકાત જોઈએ તે;

(g) કલમ ૨૬, મુજબ, જગ્યાની અને ઠરાવેલા રજિસ્ટરો, દફતરો અને નોટિસોની તપાસ કરવા બાબત;

(h) કલમ ૨૯ મુજબ, રજિસ્ટરો અને દફતરો રાખવા બાબત અને નોટિસો બતાવવા બાબત;

(i) કલમ ૩૧ મુજબ, કેટલી મુદત સુધી કયા શરતોને અવલંબીને અને ક્યા તહેવારોએ તથા પ્રસંગોએ આ એકટના ઠરાવોનો અમલ મોકુફ રાખવો તે; અને

(j) કલમ ૩૨ની પેટા કલમ (૧)ના પેરા (d) મુજ કામના કલાકની મુદત બાબત અને પેટા કલમ (૨) મુજ રોજનો સાધારણ દર કેવી રીતે ગણવો તે બાબત.

(૩) જે કાનૂનો કરવામાં આવે તે કાનુનો પ્રથમ પ્ર કરવાની સરતને પાત્ર છે. અને જ્યારે એ પ્રમાણે કરવ આવે ત્યારે તે કાનુનો આ એક્ટના ભાગ તરીકે ગણાશે

(૪) કાનુનોથી એમ ઠરાવ કરવાનો અધિકાર છે તેનો કાંઈ પણ ભંગ કરવામાં આવે તો ગુનાની સાબિ ઠરાવ થયેથી રૂા. ૫૦ સુધીના દંડની શિક્ષા થઈ શકશે.

૩૪. જે બાબતો માટે કલમ ૩૩ અન્વયે કાનુનો કર વાનો ઠરાવ કરવામાં આવ્યો છે તે બાબતોના સંબંધમાં હોય તે સિવાય, કોઇ સ્થાનિક અધિકારીમંડળ, પ્રાંતિક સરકારની પ્રથમ મંજુરી લઇને, આ એક્ટના ઠરાવો અમલ મુકવાના કારણ સારૂ આ એક્ટ અથવા તે મુજબ કા સાથે અસંગત ના હોય તેવા પેટા કાયદાઓ કર મુખત્યાર છે.

૩૫. આ એક્ટ અમલમાં આવે તે તારીખે, જે પણ સંસ્થાને આ એક્ટ લાગુ પડે તે સંસ્થામાં લગાડેલા કોઈ પણ શખસને, એવી સંસ્થાને લાગુ પ બીજા કોઈ પણ કાયદા, કરાર, રિવાજ અથવા રસમ મુ જે કોઇ હક્ક અથવા વિશેષાધિકારો હોય, તેને આ એ મુજબના તેને જે હક્ક અથવા વિશેષાધિકારો મળતા તેના કરતાં, એવા હક્ક અથવા વિશેષાધિકારો તેને વધારે લાભકારક હોવા જોઈએ.